# ખ્રીસ્ત જયંતિ ઉત્સવ

## સને ૧૯૨૮



અમદાવાદ આઇ. પી. મિશનને
ખ્રીસમાજ તરફથી ઉજવાએલા
દિવસે ગવાએલા ગરબાઓ.

સંગ્રાહક : લાલજીભાઈ વિલ્સનભાઈ
અને કૃપાબાઈ સામાજી

દાવાદ ] [ તા. ૨૭-૧૨-૨૮

કિંમત બે આના.

( ૧ )

આવો રે સાથીઓ પ્રાર્થનાનો વખત છે.
ભક્તિ થકી શક્તિ મળે ઇસુ દે છે. ટેક.

જીવનની રોટલી આકાશમાંથી આવી છે.
તેને ખાધે ભુખ ભાગે મન ધરાશે. આવો.

જીવનની નદીઓ ઇસુમાંથી વહે છે.
તેનું જળ પીધા થકી તરસ મટે છે. આવો.

હે પ્રભુ ઈસુ તારા જેવાં કરજે.
પાપ થકી છોડાવીને નવો જન્મ દે. આવો.



( ૨ )

ગરબો.

આવી અહો આજ આનંદી નાતાલ
સુણો વધામણી શ્રોતાજીરે
આજ કાલ કરતા ઉલટથી જોતાં
વરસથી જેની વાટડીજીરે
આજ કાલ કરતા વીતી ગયા સહુ
ત્રણુસો ને સાઠ દીન રાતડીજીરે

અમે સુણી આજ આકાશ વાંણી
દૂતો મંગળ ગાન ગાતાજીરે

પરમ ઉંચામાં પ્રભુનો મહિમા
ભૂએ ભલી સુખ શાતાજીરે

ઇમાનુએલના સંધા સંદેશીઆ
આટલી વધામણી દેજોજીરે

જુઓ પ્રભુ આજ ગભાણે પોઢયો
ઇમાનુએલ ત્રાતાજીરે

આવો આવોને પ્રભુનાં વ્હાલાં
ત્રાતાની સ્તુતી ગાતાજીરે

રમો જમો આજ આનંદી નાતાલ
સંગે મળી સાહેલડીજીરે

હસો કૂદો આજ આનંદી નાતાલ
કૂદડી ફરો અલબેલડીજીરે.



( ૩ )

## ગરબી.

ચાલો રે ચાલો જઇએ જોવા ઇસુ બાળનો
જોવા ઇસુ બાળને દેવદાન અનંતને—ચાલો.

વંદન કરીએ ત્રાતા ઇસુ બાળનાં
ત્રાતા ઇસુ બાળનાં દેવદાન અનંતને—ચાલો.

આગળ તારો ને પાછળ માગી લોકો જાય છે
માગી લોકો જાય છે, જોવા ઇસુ બાળને—ચાલો.

પ્રીતે કરોને ભક્તિ ઇસુ નાના બાળની,
ઇસુ નાના બાળની, જગતના ઉદ્ધારની—ચાલો.



( ૪ )

પ્રભુ પધાર્યો આજ આંગણે રે લોલ,
આનંદ મંગળ થાય જો—પ્રભુ.

આવી નાતાલ ગાન ગાઇએરે લોલ.
હૈયે હરખ નવ માંયજો—પ્રભુ.

સ્વર્ગ સિંહાસન છોડીનેરે લોલ.
જનમ્યા જગે જગરાયજો—પ્રભુ.
વ્યોમ મંડળથી ઉતર્યારે લોલ.
દૂતો ગાયે મહિમાયજો—પ્રભુ.
ભોજન ભૂખ્યાંને ભાવે પીરસવારે લોલ.
સેવકને કરવા સહાય જો—પ્રહે.
દીનોના દુઃખ ગર્વ દુષ્ટનારે લોલ.
હરવા ધરી નરકાયજો—યભુ.
એવા દયાળુ દેવ વિનવીએરે લોલ.
પ્રેમ થકી પડી પાયજો—પ્રભુ.

---

( ૫ )

જય જય ઇસુ રાજાને વધાવો
જય જય સિયોન વરરાજા પધારો
ખજુરી ડાળી જૈતુનની ઝાડી, વૃક્ષની વાડી
લાવો ઉખાડી.
ફરકાવી સરકાવી સહુ પુષ્પો ચઢાવો—જય૦

સુંદર સિયોનની સર્વોત્તમ સુંદરી વરરાજા આવે જો
વૈભવ વિસારી.

વછેરે વિરાજી નમ્ર વૈરાગી દિવ્ય
પ્રેમ પ્રભાવની લગની લગાડી.

બાળોના નૃત્યને નાદ સર્વોત્તમ
ઇસુને અર્પાયા શું નહિ અત્યુત્તમ

પત્થરો પોકારે જો બાળો ન ગાજે
હોસાના હોસાના વિજયી તું આજે.

---

( ૬ )

## ગરબો.

આજે આનંદી નાતાલ હો બાળ સહુ સ્નેહે રમોરે
આજે અમોને દુતનારે દર્શન થયાં નિરધાર
ગાયન ગાતાં ઉતર્યો રે દુતો હજારો હજાર
પરમ ઉચ્ચામા દેવને રે ગૌરવ ને મહિમા અપાર
માનવ મધ્યે સ્વથતારે શાંતી સદા સર્વ કાળ
આજે અમોને આપીઓ રે પુત્ર પ્રભુએ આવાર

રાજાની ખાંધે સ્થાપીઓ રે ધરશે તે રાજ્ય અધિકાર
આજે અમોએ નીરખ્યો રે શાંતીતણો સરદાર

---

( ૭ )

સુણો શાણી સહીઅર ! પ્રભુજી પધાર્યા આંગણે
ચાલો કરીએ દર્શન ! પ્રભુજી પધાર્યા આંગણે
સ્વર્ગ સીંહાસન છોડીને, આવ્યા મૃત્યુ લોક માંહ્ય
રંકનુ રત્ન જગતાતએ, પોઢે ગૌશાળ માંહ્ય–પ્ર.
સચરાચર વ્યાપી રહ્યો રે ! સ્વર્ગ મૃત્યુ ને પાતાળ
તેતો ખેલે માત અંકમાં ! રંક ઘેર બની બાળ–પ્ર.
બાળલીલા એ નીરખવા રે ! આવ્યો માગીનો સમાજ–પ્ર.
રૂપ ધર્યું શું માનવનું ! જગ ઉદ્ધારણ કાજ–પ્ર.
સંત જ્ઞાની ટોળે મળ્યાં રે ! જોતાં તૃપ્તી નવ થાય–પ્ર.
અદ્ભુત બાળ ઝુલાવતાં ! ઉર આનંદ ન માય–પ્ર.
ભાગ્ય ભાનું આજે પ્રકટીયો રે ! થયો ચોમેર ઉજાસ–પ્ર.
ચાલો ચાલો સખી સ્નેહથી રે ! ઝીલી પ્રેમનો પ્રકાશ–પ્ર.

---

( ૮ )

## ગાયન

મહિમા એનો મુખે કહ્યો કેમ જાય
મહિમા મુખે કહ્યો કેમ જાય.

પતીત કાજે ધર્યો છે આજે અવની માંહી અવતાર
બેથલેમ ગામે ગભાણ ઠામે પ્રગટ્યો તારણહાર. મહિમા.

દૂતો આકાશી સ્વર્ગ નિવાસી નોએલ કીર્તન ગાય;
સીમ માંહે મેષપાળકો પડે ને ઉભા થાય. મહિમા

એમ સમાજો વિધ વિધ રાગે, ગાઈ ઉરે હરખાય
સુંદર મનોહર નાદ સુણીને, મુજને કંઈ કંઈ થાય મહિમા

પુષ્પ પરિમલ હાર ઇસુને શું ધરશો આવાર
પુષ્પ પરિમલ પ્રેમતણા દો ખ્રિસ્ત ચરણ મોજાર. મહિમા

પ્રેમનો લ્હાવો મળે ન આવો, વૃદ્ધ યુવક ને બાળ
ભેગાં મળીને અતી ઉલ્લાસે, વધાવીએ જગપાળ મહિમા

ખ્રિસ્ત જયંતી જયકર હોજો હમણાં અને સદાય
શુભ આશિષ દે તુજ બાળોને સફળ વિનંતી થાય. મહિમા

---

( ૯ )

ઇશુ મશીહા આવીઓને, વારી દે છે જીવનદાનરે;
શિક્ષણ પાણીતણાં.

પાણી પીવા જે આવીઓને, વારી અંતરમાં ધરી આશરે.
શિક્ષણ......

તેને જો કદી ઓળખે તો, વારી માગે તેની પાસરે.
શિક્ષણ......

પાણી તને તે આપતે ને, વારી કરવા અમૃત પાનરે.
સિક્ષણ.......

પાણી તને તે આપતે ને, વારી જીવનનું જે દાનરે.
શિક્ષણ......

કુવો ઉંડો છે કારમો ને, વારી ક્યાં છે અમૃત પાનરે.
શિક્ષણ......

દોરી લોટો નવ દીસતો ને, વારી ક્યાંથી દે તુજ દાનરે.
શિક્ષણ......

કુવો દીસે યાકુબનો ને, વારી પોતે કીધાં જળપાનરે.
શિક્ષણ......

કુવો દીસે યાકુબનો ને, વારી દીધાં અમોને દાનરે
શિક્ષણ.......

કુવો અમોને આપીઓ ને, વારી પ્રીતે કીધાં જળપાનરે.
શિક્ષણ.....

મોટો વળી શું તે થકીને, વારી દીએ અમોને દાનરે.
શિક્ષણ.......

---

(૧૦)

ચાલો દર્શન કરીએ મરીયમ નંદન પ્રેમથીરે
નમીએ જગતારક એ તાત ચરણમાં નેમથીરે
પૂજનથી ભવતાપ કપાયે, દર્શનથી દુખડાં સહુ જાએ
જીવન સફળ થાયે, જેની રેમથીરે....ચાલો.

## સાખી

દીપક બેથલેમ ગામનો, દાઉદ કુળનો રાય
દીવ્ય વદન એ નીરખતાં, નેત્ર તૃપ્તી નવ થાય
આંગણીયે જગતાત એ ખેલે
જોતાં અંતરમાં આનંદ રેલે
નીરખે દૂતો આકાશે વીમાનથીરે

## સાખી

આવો વ્હાલાં બાલુડાં જીવનના આધાર
ભલે પધાર્યાં હે પ્રભુ! કરવા દીન ઉદ્ધાર
પ્રેમ સુમનની માળ પહેરાવી
ભક્તિ સુવાસ દીપો પ્રકટાવી
ઉર ઉજાળી સૌ પ્રેમામૃત પાનથીરે ચાલો.

---

(૧૧)

આનંદ અવનીમાં આજેરે, જન્મ્યો જગત ઉદ્ધાર
પધાર્યો પાપી કાજેરે, જન્મ્યો જગત ઉદ્ધાર
ભરવાડ પ્રભુના દાસો, કરે જંગલમાં વાસો
પ્રસંગ મળ્યો છે આશોરે, જોવા ખ્રીસ્ત અવતાર
ભરવાડો રજની ભાળે. ભયભીત થયા એક તારે
રનજડ ચમકી અજવાળેરે, અરણ્ય મોઝાર
અજવાળે અચરત કીધાં, ભરવાડ સર્વે બીધાં
દૂતોએ દર્શન દીધારે, બીહો મા લગાર.

---

(૧૨)

## રાજગીત.

રક્ષ દેવ તું મહારાજા
બહુ જીવજો પ્રૌઢ રાજા
રક્ષ દેવ રાજા.

એમને કર જયવંત મસ
સુખકીર્તિનો દે યશ
લંબાવ રાજ બહુ વરસ
રક્ષ દેવ રાજા.



